# શ્રી કેળવણી વિચાર સંગ્રહ.

સંગ્રહ કરી પ્રસિદ્ધ કર્તા,

**પરી. મોતીલાલ નગીનદાસ.**

ઓ. સેક્રેટરી,

શ્રી જૈન વીશાઓશવાલ કલબ.

મુ. અમદાવાદ.

પ્રત. ૫૦૦. સને. ૧૯૨૦. સંવત. ૧૯૭૬.



શ્રી 'સત્યવિજય' પ્રીન્ટીંગ પ્રેસમાં શા. સાંકલચંદ હરીલાલે
છાપ્યું. ઠે. પાંચકુવા નવા દરવાજા–અમદાવાદ.

મુલ્ય વાંચન અને મનન.

# બે બોલ.



શ્રી જૈનવીશાઓશવાલ કલબ તરફથી સ્ત્રી ઉપયોગી ફરતું પુસ્તકાલય સ્થાપન કરવાનું છે, તે પ્રસંગ ઉપર આ પુસ્તક બહાર પાડવામાં આવ્યું છે અને તેમાં મુખ્યત્વે અત્રેની વીશાઓશવાલ જ્ઞાતિના પુરૂષો તથા સ્ત્રીઓનાં ભાષણો તથા લેખો જેટલા ઉપલબ્ધ થયા તેનો સંગ્રહ કરવામાં આવ્યો છે. સ્ત્રી કેળવણીની શી અગત્ય છે, તથા તે કેળવણી કેવા પ્રકારની હોવી જોઇએ, તેની દિશા આ નાનકડા પુસ્તક ઉપરથી સુચિત થશે. શરીરના એક ભાગને લકવો થતાં બીજો ભાગ સારી સ્થિતિમાં હોવા છતાં કાંઇ પણ કામ કરી શકતો નથી, તેજ રીતે કેળવાયેલી સ્ત્રીઓ વિના આખા સમાજને પક્ષાઘાત થયો છે. માટે આ દિશામાં જેટલા પ્રયત્ન કરવામાં આવશે તેટલા ઓછા ગણી શકાશે.

એક કેળવાયેલી સ્ત્રી સો શિક્ષકનું કામ સારે છે, તે જો આપણે સ્વીકારતા હોઇએ તો પછી આ પ્રશ્નને વાસ્તે કોઇ પણ જાતનો ભોગ આપતાં આપણે અચકવું જોઇએ નહિ. આ નાનકડા પુસ્તક વાંચનારે બ્હેનો તથા બંધુઓને મારી એજ વિનંતી છે કે તેઓ તેને પુરેપુરૂં વાંચી, સ્ત્રીકેળવણીની અગત્ય બરાબર સમજી પોતાની બ્હેનો, પુત્રીઓ તથા સ્ત્રીઓને કેળવણી આપવાના પ્રબંધ કરશે કે જેથી એક પણ સ્ત્રીવ્યક્તિ કેળવણીના અગણ્ય લાભથી બેનશીબ ન રહેવા પામે.

લી. પ્રસિદ્ધ કર્તા.

# સ્ત્રી કેળવણી વિચાર સંગ્રહ.

## નગરશેઠ ચીમનભાઈ લાલભાઈનું ભાષણ.

જેવી રીતે આપણા બાળકોને ભણવાનું, તેવી જ રીતે આપણી કન્યાઓને પણ જ્ઞાનનો સ્વાદ ચખાડવાની આપણી ફરજ છે. સંસાર રથના સ્ત્રી અને પુરૂષ એ બે ચક્રો છે. એક ચક્ર મજબુત હોય અને બીજું ભાંગેલા જેવું હોય તો તે રથ વધારે વાર ચાલી શકે તેમ નથી. આપણે હાલ એવી જ રીતે ચલાવીએ છીએ, અને તેના પરિણામે તેવું જ વેઠીએ પણ છીએ. માટે સ્ત્રીઓને પણ ઉત્તમ અને યોગ્ય કેળવણી આપી જ્ઞાની કરવાની ખાસ આવશ્યકતા છે. શિક્ષણથી અંતઃકરણ ઉપર કેવા સંસ્કાર થાય છે, કેટલો લાભ થાય છે, તે ખરેખર વિચારવા જેવું છે. અજ્ઞાનનો નાશ, કુસંપ, અભિમાન, મત્સર, ઈત્યાદિ દુષ્ટ વિકાર ઉપર દાબ બેસી સુલેહ, સુસંપ આપણામાં વધશે; અને અનુક્રમે જ ખોટા રિવાજો, ફુલણજી બનવાની મૂર્ખપણાની ટેવ મટી જશે. સારાંશ આપણે સુખી થઈશું.

(આમલનેર પ્રાંતિક કોન્ફરન્સના પ્રમુખ તરીકે તા. ૨૩ મી એપ્રિલ ૧૯૦૫ ના રોજ આપેલા ભાષણમાંથી.)

## મણિલાલ નથુભાઈ દોશી બી. એ. નો લેખ.

A fiorist cultivates a plant for tha sake of its flower, and regards the roots and leaves of value, chiefly because they are instrumental in producing the flower But while as the ultimate product, the flower is the thing, to which every thing else is subordinate, the florist has learnt that the root and leaves are intrinsically of greater importance, because on them the evolution of the flower depends. He bestows every care in rearing a healthy plant; and knows it will be folly if, in his anxiety to obtain the flower, he were to neglect the plant.

—H. SPENCER.

અર્થઃ—ફુલ ઉગાડનાર માળી પુષ્પને વાસ્તેજ રોપાને ઉગાડે છે; અને પુષ્પ ઉગવામાં સાધનભૂત હોવાથી મૂળ અને પાંદડાંને ઉપયોગી લેખે છે. પણ જો કે આખરે ખરી ઉપયોગી વસ્તુ તો પુષ્પ છે, અને બીજી સર્વ બાબતો ગૌણ છે, છતાં તે માળી સારી રીતે સમજે છે કે મૂળ અને પાંદડામાં પણ ખરીકીંમત રહેલી છે; કારણકે તેમના પરંજ ફુલના વિકાસનો અધાર છે. સારો રોપો ઉછેરવાને તે બનતી કાળજી લે છે. કારણકે તે સારી રીતે સમજે છે કે પુષ્પ મેળવવાની ચિંતામાં જો તે રોપા તરફ બેદરકાર રહે તો તે એક પ્રકારની મૂર્ખતા છે.

—હર્બર્ટ સ્પેન્સર.

મહાન્ તત્ત્વવેત્તા હર્બર્ટ સ્પેન્સરના આ શબ્દો અસરકારક રીતે સ્ત્રીકેળવણીની આવશ્યકતા પ્રતિપાદન કરે છે, તે સહેજ પણ વિચાર કરનારને જણાયા વગર રહેશે નહીં.

કોઇ પણ પ્રજાના ઉદય વાસ્તે તે પ્રજાની જુદી જુદી વ્યક્તિઓનો ઉદય થવો જોઇએ છે. કારણકે પ્રજા તે જુદી જુદી વ્યક્તિઓના સમુદાય સિવાય બીજી કોઇ અલગ સસ્થા નથી. હવે તે વ્યક્તિઓની ઉન્નતિનો આધાર તેમને બાળપણમાંથીજ મળતી કેળવણી ઉપર રહેલો છે. જો બાળપણમાં મળેલી કેળવણી ઉત્તમ પ્રકારની હોય તો તે બાળક અથવા બાળકી ઉત્તમ નીવડયા વિના રહેતાંજ નથી; પણ જો તે બાળ અવસ્થામાં તેમને આપવામાં આવેલું શિક્ષણ નીતિભાવનારહિત હોય, અસત્સંસ્કારોથી ભરેલું હોય, તેનું પરિણામ પણ અશુભ આવે, તો તેમાં આશ્ચર્ય પામવા જેવું કાંઇ નથી. માટે માણસની ઉન્નતિ કે અવનતિનો ઘણો ખરો આધાર તેને બાળપણમાં મળેલી કેળવણીપર રહેલો છે.

બાળ અવસ્થામાં બાળકને કેળવણી કોણ આપે છે? તેની માતાજ તેને પ્રથમ સારા કે નરસા સંસ્કાર પોતાના આચાર વિચાર દ્વારા અર્પે છે. બાળઅવસ્થામાં પુત્ર કે પુત્રી પિતા કરતાં માતાના સહવાસમાં વધારે વખત સુધી આવે છે; કેવળ જન્મ લીધા પછી માતાના સંબંધમાં આવે છે, એમ નથી પણ જયારથી બાળક ગર્ભમાં દાખલ થયું, ત્યારથીજ માતાના વિચારો ઇચ્છાઓ અને કાર્યોની અસર તે બાળ ઉપર થવા લાગે છે. તે અસર આપણી ચક્ષુથી એકદમ જોઈ શકાતી નથી, છતાં તે અસર તો ચોક્સ રીતે થાય છે, તે બાબત જરાપણ શંકાનું કારણ નથી. આ ઉપરથી સિદ્ધ એ થાય છે કે બાળકના ગુણ દોષ અથવા સારૂં કે નરસું વ-

ર્તન માતાના ગુણદોષ અથવા સારા કે નરસા વર્તનપર આધાર રાખે છે. તત્ત્વવેત્તા હર્બર્ટ સ્પેન્સર આજ બાબત પુષ્પનો દાખલો આપીને આપણી સન્મુખ બહુ અસરકારક રીતે પ્રતિપાદન કરે છે. પુષ્પ એ બાળક છે, અને રોપારૂપ તેની માતા છે. તમારે ઉત્તમ બાળક જોઇએ છે, સદ્દગુણી અને સારા સંસ્કારવાળા બાળકની તમે ઇચ્છા રાખો છો, આ જગતમાં કીર્તિ મેળવે અને બુદ્ધિશાળી નીવડે તેવી સંતતિ પ્રાપ્ત કરવા મથો છો; પણ તે બાળકરૂપ પુષ્પ જે રોપા ઉપર ઉગે છે, તે પુષ્પમાં જે રોપાનો રસ વહે છે, ખરૂં કહીએ તો તે પુષ્પને જીવ આપનારજ જે રોપો છે, તે તરફ બેદરકાર રહી શું તમે સારૂં પુષ્પ મેળવવાની આશા રાખી શકશો? શું સાધનની–મુખ્ય સાધનની અવગણના કરી સાધ્ય વસ્તુ તમે પ્રાપ્ત કરી શકશો?

માટે દેશના કલ્યાણ ખાતર સ્ત્રીઓને કેળવણી આપો; કારણ કે તેઓજ વીરપુત્રોને અને સુશીલ પુત્રીઓને જન્મ આપશે, અને વીર પુત્રો તથા સુશીલ પુત્રીઓ જે દેશમાં,કોમમાં કે જ્ઞાતિમાં જન્મ પામી, તે દેશનો તે કોમનો કે તે જ્ઞાતિનો ઉદય થતાં વાર શી લાગવાની હતી? જરૂર તે દેશ, કોમ કે જ્ઞાતિ ઉન્નતિના શિખરપર ચઢી શકશે.

વાચકવર્ગ! હર્બર્ટ સ્પેન્સરનો સિદ્ધાંત અમને માન્ય છે, કારણ કે તે પણ સિધી રીતે નહિ તો આડકતરી રીતે સ્ત્રી કેળવણીની આવશ્યકતા સાબીત કરવામાં બહુજ અગત્યનો ભાવ ભજવે છે; પણ તેના કરતાં પણ વધારે ઉચ્ચ વિચાર આપણાં જૈનશાસ્ત્રોએ બલકે આર્યધર્મના શાસ્ત્રોએ પ્રતિપાદન કર્યો છે. તે ધાર્મિક વિચાર એમ જણાવે છે કે સ્ત્રી અને પુરૂષનાં શરીરની આકૃતિઓ ભિન્ન દેખાવા છતાં, તે બન્નેમાં આત્મતત્ત્વ, લાગણીઓ, અભિલાષાઓ, આશાઓ, સુખદુઃખના વિચારો સમાન છે. વળી મનુષ્ય જેમ

પોતાના પુરૂષાર્થ વડે ઉચ્ચમાં ઉચ્ચ સાધ્યબિંદુ—કેવળજ્ઞાન પ્રાપ્ત કરી શકે, તેમ સ્ત્રી પણ તે પદ પામવાને સરખો અધિકાર ધરાવે છે. મલ્લિનાથ પ્રભુ સ્ત્રીવેદે જન્મેલા હતા, છતાં તીર્થંકરપદ પ્રાપ્ત કરી શક્યા હતા. શું આવું મહત્પદ તેઓ જ્ઞાન વિના, અને જ્ઞાનદ્વારા પવિત્ર થયેલા હૃદય વિના પ્રાપ્ત કરવા સમર્થ થયા હશે? માટે ઉત્તમ બાળકો અને બાળકીઓ ઉત્પન્ન કરી આપવામાં સ્ત્રીઓ આપણને સાધનભૂત થાય, તેટલાજ ઉદ્દેશથી નહિં, પણ તેમનામાં પણ આપણા જેવોજ આત્મા વાસ કરી રહેલો છે, અને તેનું કલ્યાણ ઇચ્છવું એ આપણો ધર્મ છે, એમ સમજીને સ્ત્રીઓને કેળવણી આપો, કે જેથી આ જગતમાં પોતાનું કર્તવ્ય શું છે તે બરાબર તેઓ સમજી શકે, અને પશુવત્ જીવન ગાળવાની સ્થિતિમાંથી બચી શકે. જે લોકો પોતાને ત્યાં પુત્રી રૂપે જન્મેલા આત્માઓને કેળવણીના અગણ્ય લાભથી બેનશીબ રાખે છે, તેઓ સ્વાર્થી છે અને પોતાના ધર્મમાં—કર્તવ્યમાં ચુંકે છે.

સ્ત્રી એ પુરૂષનું અર્ધું અંગ છે, એ વાત આપણું સંસ્કૃત સાહિત્ય યથાર્થ રીતે સિદ્ધ કરી આપે છે. કારણકે સ્ત્રીને માટે સંસ્કૃત શબ્દ અર્ધાંગના છે. જન સમાજનો અર્ધો ભાગ સ્ત્રીઓનો બનેલો છે, તે વાતની કોઇ ના પાડે તેમ નથી. મનુષ્ય જાતિની પવિત્ર માતાઓ સ્ત્રીઓજ છે. જો તેઓની યોગ્ય સંભાળ ન લેવામાં આવે તો સમગ્ર મનુષ્ય જાતિની સંભાળ લેવાઇ નથી, એમ કહીયે તો તે અતિશયોક્તિ ભરેલું નથી Position of woman in any society, shows the stage of evolution at which that society has arrived. કોઇ પણ જન સમાજમાં

સ્ત્રીઓની જે પદવી હોય, તે ઉપરથી તે સમાજની ઉચ્ચ કે નીચ સ્થિતિનો આપણને ખ્યાલ આવી શકે. જે દેશમાં સ્ત્રીજાતિની અવગણના થાય, તે દેશ કદાપિ સમૃદ્ધિવાન્ થયો હોય, એનો ઇતિહાસ પુરાવો આપતો નથી. જે દેશમાં સ્ત્રીઓની સ્થિતિ જનસમાજમાં ઉચ્ચ પ્રકારની ન હોય, તે દેશ કદાપિ વૈભવવાન્ કે યથાર્થ સુખી થઇ શકે નહીં. કારણ કે ઉમદા સ્ત્રીરત્નો વિના ઉમદા નરરત્નોને કોણ જન્મ આપી શકે? પ્રાચીન હિન્દુસ્થાનમાં જે નરરત્ન જન્મ્યાં, અને જેમનાં નામ ઉચ્ચારતાં આજે પણ આપણા હૃદયમાં પૂજ્યભાવ અને માનની લાગણી ઉત્પન્ન થાય છે, તે નરરત્નો શાથી ઉદ્‌ભવ પામ્યા, તેનું કારણ જો તમે જાણવા માગતા હો તો, જણાવવું જરૂરનું છે કે તે વખતની ઉત્તમ ગુણશાળી સ્ત્રીઓજ કારણભૂત હતી. પ્રાચીન ઇતિહાસ અનેક પુરાવા આપે છે કે હિન્દુસ્થાનની પ્રાચીન જાહોજલાલીના અવસરમાં જન સમાજમાં સ્ત્રીઓની સ્થિતિ અધમ નહિ પણ ઉચ્ચ હતી. તેઓ મોટી મોટી પરિષદોમાં જતી હતી, અને કોઇ કોઇ વાર તો રાજસભામાં ચાલતા વાદવિવાદોમાં પણ ભાગ લેતી હતી; સ્ત્રીઓ સમય આવે લડાઇમાં પણ ઉતરતી, અને અનેક રીતે તેઓ પોતાના સ્વામીને સહાયભૂત થતી આ બાબતના અનેક દૃષ્ટાન્તો હિંદનો પ્રાચીન ઇતિહાસ આપણને પુરા પાડે છે. તેમાંથી એકાદ બે દૃષ્ટાન્તો અત્રે રજુ કરવામાં આવે છે.

પૂર્વે ઋતુધ્વજ રાજાને મદાલસા નામે રાણી હતી, તેને અનુક્રમે સાત પુત્રો થયા હતા; તે દરેક પુત્ર જ્યારે બાલ્યાવસ્થામાં પારણામાં સુતા સુતા રોતા હતા, ત્યારે મદાલસા તેને હિંચકાવતી હિંચકાવતી કહેતી હતી કે—

मृत्योर्बिभेषि किं बाल ।
स च भीतं न मुञ्चति ॥
अजातं नैव गृह्णाति ।
कुरु प्रयत्नमजन्मनि ॥

હે બાળક! શું તું મૃત્યુથી ભય પામીને રડે છે? શું મેં જન્મ લીધો માટે મારે મરવું પડશે, એવો તને ભય ઉત્પન્ન થાય છે? પણ જો તું તે કારણથી રોતો હોય તો તેમા લાભ નથી, કારણકે, મરણથી ભય પામેલાને મરણ છોડતું નથી. પરંતુ તેને વાસ્તે એક માર્ગ છે. અને તે એ છે કે જે જન્મ ન લે, તેને મરણ ગ્રહણ કરી શકતું નથી, માટે હે પુત્ર! ફરીથી જન્મ ન લેવો પડે તેવો પ્રયત્ન કર. અર્થાત્ એવી રીતે ધર્મનું આરાધન કર કે ફરીથી ત્યારે જન્મ લેવા ન પડે, કારણ કે જેને જન્મ નથી, તેને મરણ નથી, આ રીતે તું જન્મ મરણની પરંપરામાંથી મુક્ત થઈ શકીશ. પોતાની માતાએ વારંવાર બોલેલાં આ વચનો ઉપર ચિંતન કરતાં, તે માતાના દરેક બાળકને જાતિસ્મરણ જ્ઞાન થયું, વૈરાગ્ય જાગ્રત થયો, અને દરેકે યોગ્યવયે ચારિત્ર અંગીકાર કરી સદ્‌ગતિ પ્રાપ્ત કરી. આવી માતાઓ હાલમાં ક્યાં મળી આવે છે? તેનું કારણ સ્ત્રીકેળવણીનો અભાવ છે. આપણામાં સેંકડે સાત ટકા છોડીઓ કેળવણી લે છે, પણ તે પણ થોડો ઘણો અભ્યાસ કરી મુકી દે છે, તો પછી વિદ્યાના સુરળની શી રીતે આશા રાખી શકાય?

એક બીજો દાખલો લઇએ. સતી કૌશલ્યા બહુ બુદ્ધિશાળી, વિદુષી અને ધર્મિષ્ઠ હતી. તે કારણથીજ તે રામચંદ્ર જેવા નર-રત્નને જન્મ આપવા ભાગ્યશાળી થઇ હતી. જ્યારે પિતાનું વચન

પાળવાને રામચંદ્રને વનમાં જવાનો અવસર આવ્યો, તે વખતે કૌ-શલ્યાએ રાખેલું ધૈર્ય તથા આત્મસંયમ તમે બીજે ક્યાં બતાવી શકશો ? કૌશલ્યાએ તે વખતે રામચંદ્રને સલાહ આપતાં નિવેદન કર્યું હતું કે,—

જો પિતુમાતુ કહેઉ બન (વન) જાના ॥
તો કાનન શત અવધ (અયોધ્યા) સમાના ॥ ૧ ॥

(જો પિતા અથવા માતા વનમાં જવાનું કહે તો તે વનને સો અયોધ્યા સમાન ગણવું). આવા અનેક દાખલા ટાંકી શકાય, પણ સ્થળ સંકોચને લીધે આ બે દૃષ્ટાન્તોથીજ અત્રે તો ચલવી લઇશું. શું મદાલસા કે કૌશલ્યા અભણ હતી ? શું કેળવણી પામ્યા વિના આવા ઉચ્ચ વિચારો તેઓ દર્શાવી શકી હતી ? માટે સ્ત્રીઓને કેળવણી આપવાની ખાસ જરૂર છે.

પ્રાચીન આર્ય મહિલાઓની સ્થિતિ અને હાલની સ્ત્રીઓ વચ્ચે આકાશ અને પાતાળ જેટલું અન્તર પડી ગયું છે. હાલ સ્ત્રી જાતિની સ્થિતિ એવી થઇ ગઇ છે કે હાલની સ્ત્રીઓ તે પૂર્વની મહાન્ સ્ત્રીઓના સંતતિ છે કે કેમ તેમ માનવાને પણ હૃદય આ-નાકાની કરે છે. દરેક વસ્તુની સાથે હિંદની સ્ત્રીઓ પણ અધોગતિ પામી છે. તેઓ કેળવાયેલી નહિ પણ અજ્ઞાની અને વ્હેમી જણાય છે. તેઓને ઘરની ચાર દિવાલની બ્હારની બાજુએ શું છે, તેનું બિલકુલ ભાન હોતું નથી. તેઓ ઘરની ગુલામડીઓ છે, અરે ! ગુ-લામડીઓ કરતાં પણ તેમનો અવતાર કેટલેક અંશે વધારે દયાને પાત્ર છે. જે ક્ષેત્રમાંથી મહાન્ પુરૂષો ઉગી નીકળ્યા, તે ક્ષેત્રનું કામ સારે તેવી તેઓ રહી નથી. પુરૂષની અર્ધાંગનાના ઉચ્ચ પદથી ખસી તેઓ ભોગ્ય વસ્તુરૂપ બની છે.

આવી સ્થિતિ લાંબો વખત ચાલશે તો તેનું કેવું પરિણામ આવશે, તે મારાથી કલ્પી શકાતું નથી; કારણકે તેમની કલ્પના માત્રથી મારી આંખો ચોધાર આંસુથી ભરાઇ જાય છે. આ સર્વનું કારણ સ્ત્રીઓની અજ્ઞાન દશા છે.

A nation, whose women are uneducated, let its men have all possible culture, still goes into the life's battle with one arm અમુક પ્રજાનો મનુષ્ય વર્ગ બની શકે તેટલી કેળવણી લે, પણ જો તેનો સ્ત્રી વર્ગ અભણ રહેતો તે પ્રજા **એક હાથથી** જીવન યુદ્ધમાં પ્રવેશ કરે છે. રથનું એક ચક્ર બગડેલું હોય, અથવા અસ્તવ્યસ્ત સ્થિતિમાં હોય, તો તે રથ ચાલી શકે નહિ, અથવા જેના એક અંગમાં લકવો ( પક્ષઘાત ) થયો હોય, તેના બન્ને અંગ નકામા થાય છે, તેજ રીતે વગર કેળવાયેલી સ્ત્રી સાથેનો ઘર સંસાર ખરૂં કહીએ તો નિરર્થકજ નિવડે છે. કારણકે અભણ, અજ્ઞાનમાં ગોથાં ખાતી અને પોતાનું કર્તવ્ય નહિ સમજનારી પત્ની તરફથી તેમને શું સુખ મળતું હશે, તે તેઓ પોતેજ સારી રીતે સમજતા હશે. કારણકે ઇટાલીનો મહાત્મા મેઝીની કહેતો હતો " Oh man! consider woman as the partner and companion not merely of your joys and sorrows, but of your thoughts, your aspirations, your studies and your endeavours after social amelioration. Be ye the two human wings that lift the soul towards the ideal that we are destined to attain " હે પુરૂષ! સ્ત્રીને કેવળ તારા સુખ દુ:ખની

ભાગીયણ ગણતો નહિ, પણ તારા વિચારો, તારી અભિલાષાઓ, તારો અભ્યાસ, અને સમાજ સુધારવાના તારા પ્રયત્નની ભાગીદાર અને સોબતી માનજે અને જે ઉચ્ચ ભાવના મેળવવાનું આપણા ભવિષ્યમાં લખેલું છે, તે તરફ આત્માને પ્રેરવાને તમે બન્ને માનુષી પાંખોનું કામ કરો."

કેટલાક પુરૂષો એમ કહેવા બહાર પડે છે કે સ્ત્રીઓને ભણવાની જરૂર નથી, કારણ કે તેમને પુરૂષોની માફક ધન પ્રાપ્ત કરવા કે વ્યાપાર ઉધમ કરવા જવાનું નથી. જો કેળવણી પામવાનો એકજ ઉદ્દેશ હોત અને તે ધનપ્રાપ્તિમાંજ સમાપ્ત જતો હોત તો, આવું કહેનારનું વચન અમે કેટલેક અંશે સ્વીકારી લેત. પણ વસ્તુસ્થિતિ તેમ નથી. કેળવાયલા પુરૂષો બહુ સારી રીતે ધન પેદા કરી શકે છે, એ ખરી વાત છે. પણ કેળવણીના બીજા પણ લાભ છે તે તરફ આપણે દુર્લક્ષ રાખવો જોઇએ નહીં. પુસ્તકો વાંચતા કે કાગળ લખતા આવડયાં એટલામાંજ ખરી કેળવણીનો સમાવેશ થઇ જતો નથી. કેળવણી હર્બર્ટ સ્પેન્સરના શબ્દોમાં કહીએ તો માણસને "**કેવી રીતે જીવન ગાળવું.**" એ શિખવે છે. તે લખે છે કે "કેવી રીતે જીવન ગાળવું એ આપણા વાસ્તે હાલમાં અગત્યનો સવાલ થઇ પડયો છે. ગુજરાન ચલાવવું એ અર્થમાં આ શબ્દો અત્રે વપરાયલા નથી, પણ તેના વિશાળ અર્થમાં તે શબ્દોનો ઉપયોગ કરવામાં આવેલો છે. સઘળા સંજોગોમાં અને સઘળી બાજુએ આપણું વર્તન કેવું રાખવું એ સવાલ વિચારવાનો છે. શરીરને કેવી રીતે નીરોગી રાખવું મનને કેવી રીતે ખીલવવું, આપણાં કર્તવ્યો કેવી રીતે બજાવવાં, કુટુંબના બાળકોને કેવી રીતે ઉછેરવા, એક પ્રતિષ્ઠિત નગરજન તરીકે

કેવી રીતે વર્તવું, કુદરતે પુરા પાડેલાં સુખનાં સાધનોનો શો ઉપયોગ કરવો, આપણને પ્રાપ્ત થએલી શક્તિઓ અને સંજોગોને આપણને તથા બીજાને લાભ થાય તેમ શા રીતે ઉપયોગમાં લેવા, ટુંકમાં સંપૂર્ણ જીવન કેવી રીતે ગાળવું,—આ પ્રશ્ન વિચારવાનો છે. આ જરૂરના પ્રશ્ન સબંધી જ્ઞાન આપે તે ઉત્તમોત્તમ કેળવણી માની શકાય. ઉપર જણાવ્યા પ્રમાણે સંપૂર્ણ રીતે ઉત્તમ જીવન ગાળવાને બોધ આપનારી કેળવણી આપવામાં આવે તેટલે અંશે તે કેળવણી ઉતમ પ્રતિની ગણવી જોઇએ."

જો આપણે કેળવણીનો આવો વિશાળ અર્થ લઇએ, તો શું સ્ત્રીઓને કેળવણીની જરૂર નથી? શું તેઓને પોતાના પતિ, પુત્ર, વડીલો, માતપિતા તથા દાસજન પ્રત્યે ફરજો બજાવવાની નથી? શું તેઓ સુખ મેળવવા ઇચ્છા રાખતી નથી? જો આ સર્વ બાબતોની તેમને જરૂર છે, તો પછી જે કેળવણીદ્વારા તે બાબતનું જ્ઞાન પ્રાપ્ત થઇ શકે તેવી કેળવણીના લાભથી તેમને વિમુખ રાખવી એ પુરૂષની સ્વાર્થવૃતિ નહિ તો બીજું શું?

સ્ત્રીઓને કેળવણી આપવાની જરૂર જેટલી વિચારીએ તેટલી ઓછી છે. દર વર્ષે કોન્ફરન્સ ભરાય છે, તેમાં અનેક સવાલો ચર્ચાય છે, પુરૂષ વર્ગ પોતાની સંમતિ આપે છે, તાળીઓના ગડગડાટ વચ્ચે તે ઠરાવ પસાર થાય છે, અને તે ઠરાવ કાગળ ઉપર બહુ સારી રીતે શોભે છે, વર્તમાનપત્રો તેની નોંધ લે છે, અને આવા સ્તુત્ય ઠરાવો પસાર કરવા સારૂ કોન્ફરન્સના સુકાનીઓને, વક્તાઓને, પ્રમુખને અને બીજા આગેવાનોને ધન્યવાદ આપે છે. પણ તે ભાષણો, તે ઠરાવો અને વર્તમાનપત્રોએ આપેલા ધન્યવાદો પણ કાગળ ઉપર રહે છે, તે

ઠરાવને કદાચ સ્હેજ ભાગ અમલમાં મૂકાતો હોય તો કોન્ફરન્સ દેવીનો ભાગ્યોદય! આમ થવાનું કારણ વિચારવા આપણે દૂર જવું પડે તેમ નથી. દરેક માણસે પોતાના મનની સાથે જ વિચાર કરી લેવો; અને તેનું કારણ તરત સમજવામાં આવશે. આપણે કોન્ફરન્સમાં ઠરાવ પસાર કરી આવ્યા કે બાળલગ્ન એ હાનિકારક રિવાજ છે તેથી બાળકની શારીરિક સ્થિતિને હાનિ પહોંચે છે, તેના વિદ્યાભ્યાસમાં ખલેલ આવે છે, યુવાવસ્થામાં તે વૃદ્ધ બને છે; આમ આપણે બાળલગ્નના ગેરફાયદા પણ સમજ્યા. પણ ઘર આગળ રહેલી અજ્ઞાન સ્ત્રી આપણને કહે કે "ગમે તેમ કરો પણ આ વર્ષે તો આપણા આ મોહનનું લગ્ન કરવું જ પડશે." આપણે ના પાડીએ તો દરરોજ ઘરમાં કલેશ કંકાશ કરે, આપણને ઘડીભર જંપવા ન દે, જ્યારે અવકાશ મળે ત્યારે એની એ વાત કર્યા કરે તો પછી છેવટે કંટાળીને આપણે હા કહીએ, અને આ રીતે તે અજ્ઞાન સ્ત્રીને ખુશી રાખવાને આપણા પ્રાણપ્રિય પુત્ર કે પુત્રીને બાળલગ્નના ઉંડા કુવામાં ઉતારીએ છીએ. આમ થવાનું કારણ સ્ત્રીઓની અજ્ઞાન સ્થિતિ અને આપણું અદૃઢ મનોબળ છે. તે બિચારી પુત્ર પરણાવવાનો લ્હાવો લેવાના હેતુથી અજ્ઞાન દશામાં આ બાબતનો કદાગ્રહ કરે છે, પણ તેણીનો લ્હાવો તેના પુત્રને લ્હાય સમાન નીવડે છે, તેની તેની તે બિચારીને ક્યાં ખબર હોય છે? જ્યાં સુધી તમે સ્ત્રીઓને અજ્ઞાન રાખશો, સદ્વિદ્યા આપવામાં જ્યાં સુધી કચાશ રાખશો, ત્યાં સુધી તેનાં માઠાં ફળ તમારે જ ભોગવવા પડશે. ત્યાં સુધી તમે કોઈ પણ પ્રકારનો સ્તુત્ય ઠરાવ અમલમાં મુકી શકશો નહિ. અને તમારી એક પાંખ તુટી ગયેલી હોવાને લીધે તમે પણ બરાબર ઉડી શકશો નહિ. કેળવાએલી સ્ત્રીને જો બાળ લગ્નના ગેરફાયદા બરાબર રીતે સમજાવવામાં આવે

તો તે તરત પોતાનો કદાગ્રહ મુકી દે, અને પોતાનો સ્વામી જેથી આનંદમાં રહે તેવો માર્ગ ગ્રહણ કરે. માટે કોન્ફરન્સના ઠરાવો અમલમાં મુકાતાં જે વિઘ્નો નડે છે, તે વિચારીને પણ બાળાઓને–ભવિષ્યની માતાઓને વિદ્યાદાન આપો.

ઘર સંસારમાં જે કલેશ ઉદ્‌ભવે છે, તેમાં પણ મુખ્ય કારણ સ્ત્રીઓની અજ્ઞાન સ્થિતિ છે. ભાઈ ભાઇ વચ્ચેના અનુપમ પ્રેમનો નાશ કરાવનાર ઘણે ભાગે અજ્ઞાન સ્ત્રી વર્ગ હોય છે. કેળવણીને લીધે ઉત્પન્ન થતી વિશાળ દૃષ્ટિ તેમનામાં આવતી નથી. તેમનું હૃદય સંકુચિત હોય છે, અને તેથી મોટા મનના અભાવે સ્હેજ બાબતમાં તેઓ લઢી મરે છે, અને આપણો સંસાર કેવળ દુઃખમય ભાસે છે. ભલેને લેખકો આર્યસંસારની ઉત્તમતા વખાણે, ભલેને ભાષણકર્તાઓ નારીપ્રતિષ્ઠા વિષે ભાષણો આપે, પણ જ્યાં સુધી આપણી સ્ત્રીઓ અજ્ઞાન છે, જ્યા સુધી તેઓનું હૃદય કેળવાયું નથી, ત્યાં સુધી ઉદયની આશાનાં ચિન્હ દૂર છે, એમ આ લેખક માને છે. " એક ભણેલી સુશીલ માતા સો સારા શિક્ષકનું કામ સારે છે." સ્ત્રીઓને અભણ અને બીન કેળવાએલી રાખી આપણે તેમને અધમ બનાવી છે, અને તેઓએ આપણને તથા આપણી જનસમાજને અધમ બનાવેલ છે, કારણ કેઃ—

The woman's cause is man's
They rise or sink together,
Dwarfed or god-like, bound or free,

સ્ત્રીનો પક્ષ તેજ માણસનો પક્ષ છે. તેઓ સાથેજ જંગલી કે દેવ જેવા, સ્વતંત્ર કે પરાધીન, ઉંચે ચઢે છે, કે અધમ સ્થિતિ પ્રાપ્ત કરે છે. આ શબ્દો ગંભીર અર્થથી ભરેલા છે. આપણે જ આપણો

સ્ત્રીઓને આ સ્થિતિપર લાવ્યા છીએ, અને તેનું માઠું ફળ હાલ ભોગવીએ છીએ. બીજા દેશોમાં જ્યારે સ્ત્રીઓ પરમ આનંદ અને સુખનું કારણ મનાય છે, ત્યારે આ દેશમાં તે ચિંતાનું અને દુઃખનું કારણ ગણવામાં આવે છે. જીવનપ્રવાહમાં સ્ત્રી એક અંગત મિત્રરૂપ હોવી જોઇએ. મરહુમ સાક્ષરવર્ય ગોવર્ધનરામે સ્નેહમુદ્રામાં કહ્યું છે કેઃ—

સંસારમાંહિ પ્રયાણકાજજ,
પાથ ચેતન સર્વ છે,
બે એકથી જ ભલા પ્રવાસ વિશે,
વળી કહ્યું એવું એ.

પણ એક સાથી કે મિત્રની ગરજ સારવાને બદલે તે એક ભારરૂપ ગણવામાં આવે છે. સુખ દુઃખમા પતિના સાથીનું કામ સારે એવી સ્ત્રી ક્યાં જડી આવે છે? જે આ પૃથ્વીને સ્વર્ગ સમાન બનાવી શકે, જે પરમ આનંદનું કારણ થઇ સઘળી ચિંતા અને ઉદ્વેગને દૂર કરી શકે, તેવી પત્ની તમને ક્યાં મળી શકશે? મહાભારતમાં એક સ્થળે લખ્યું છે કેઃ—" એકાંતમાં સાથી, સલાહ આપવામાં પિતા, સઘળી આપત્તિના સમયે માતા અને દુનિયાના વેરાનમાં પસાર થતાં આશ્રમનું સ્થાન—સ્ત્રી હોવી જોઇએ." પણ તેવી સ્ત્રી તો મહાભારતની કલ્પનામાંજ રહી ગઇ. આ સર્વનું કારણ સ્ત્રીઓની અજ્ઞાન દશા, અજ્ઞાન દશા, અજ્ઞાન દશા જ છે, એમ દૃઢ નિશ્ચયથી કહી શકાય.

ન્યાયી અને બ્રીટીશ સરકારની શીતળ છાયા નીચે ધીમે ધીમે કેળવણીનું બીજ રોપાતું ગયું; અને તેના પરિણામરૂપે પ્રથમ બાળકો કેળવણી લેતા ગયા, કેળવણીને લીધે જાગૃત થયેલી વિવેકશક્તિદ્વારા વિચાર કરતાં થોડા સમયથી લોકોની આંખો સ્ત્રીકેળવણીના વિષયમાં

ઉઘડો છે, અને સ્વાર્થભોગ આપનારા નરોના પ્રયાસથી સ્ત્રી કેળવણી તરફ લોકેની રૂચિ વધતી જાય છે, તે અતિ આનંદની બાબત છે. આપણે ઇચ્છીશું કે જૈન કોમમાં એક પણ બાળા અજ્ઞાન ન રહે એવો સમય નજદીક આવો પણ હાલ જે કેળવણી મળે છે, તે પુરતી મ-ળતી નથી અને તેથી કેળવણીદ્વારા આપણે જે લાભ મેળવવા મા-ગીએ છીએ તે પ્રાપ્ત કરી શકતા નથી. તેનું મુખ્ય કારણ બાળલગ્નનો દુષ્ટ રિવાજ છે. કન્યા થોડું ભણી ના ભણી તેવામાં તેને નિશાળેથી ઉઠાડી લેવામાં આવે છે. તેનામાં પુસ્તકો વાચવાની રૂચિ ઉત્પન્ન થાય, તે પહેલાં તો તેનો અભ્યાસ બંધ કરવામાં આવે છે. અને તરતજ બાળ વયમાં તે બિચારી કન્યાને બાળલગ્નની વેદીમાં હોમ-વામાં આવે છે. આનું શોકજનક પરિણામ એ આવે છે કે તેનો અભ્યાસ ત્યાંથી જ અટકી પડે છે. જો તેનો પતિ રૂચિવાળો અને વિદ્યાવિલાસી હોય તો તે ભણતરનાં બીજને પોષણ આપે છે નહિ તો તે બીજ યોગ્ય સામગ્રીના અભાવે કરમાઇ નાશ પામે છે. આવી કેળવણીની સ્થિતિ શું શોકપ્રદ નથી? શું વિદ્વાનો બહાર નહિ આવે? અને આત્મભોગ આપી આ અતિ જરૂરનું કામ ઉ-પાડી નહિ લે?

વાચક વર્ગ! બાળલગ્ને સ્ત્રી કેળવણીના ઉગતા બીજને સખ્ત કુહાડાનો ઘા માર્યો છે. બાળલગ્નની વેદી ઉપર આખા હિંદુસ્તાનમાં લાખો બાળાઓનો દર વર્ષે ભોગ આપવામાં આવે છે; અને લાખો. સ્ત્રીઓ અજ્ઞાન અને વ્હેમના પત્થરની દિવાલોની અંદરથી પોતાના નિશ્વાસ બહાર કાઢે છે. ઘણી બાળાઓને તો કેળવણી મળતી જ નથી, અને જેમને મળે છે, તેમની કેળવણી પણ ઘણે ભાગે બાળલગ્નથી અટકી પડે છે. ટુંકમાં સ્ત્રીકેળવણીની દશા બહુજ શોક ઉપજાવનારી છે.

બંધુઓ! ઉપર જણાવેલાં સર્વ કારણો સારૂ સ્ત્રીઓને કેળ-

વણી આપવી જોઇએ છે. તેઓ આપણા આનંદી સાથીઓ અને સુપત્નીઓ બને તે સારૂ તેમને ઉચ્ચ પ્રકારની કેળવણી આપવી ઘટે છે. શું તેઓ મનુષ્ય પ્રાણી નથી? શું તેમોમાં તમારા સરખો આત્મા નથી? શું તેઓને તમારા જેવી સુખદુઃખની લાગણી નથી? તો પછી એક માનવ તરીકેના હક્ક સ્ત્રીઓને શા સારૂ આપવા ન જોઇએ? હે જૈનવીરો! હે કર્ત્તવ્ય પરાયણ સુશ્રાવકો! શું તમે આ બાબત બેદરકાર રહેશો? શું તમારી પુત્રીઓની અજ્ઞાનાવસ્થા દૂર કરવાને અને બાળલગ્ન રૂપ કુરૂઢીનો સત્વર નાશ કરવાને યોગ્ય પગલાં નહિ ભરો? બધા એકઠા થાઓ, અને ચારે બાજુએ સ્ત્રીઓમાં કેળવણીનો ફેલાવો કરો. અને રૂઢીના જુલમ સામે ધર્મયુદ્ધ મચાવો.

ઉન્નતિની ખાતર, ન્યાયની ખાતર, દયાની ખાતર અને છેવટે મનુષ્યપણાની ખાતર આપણે સઘળાએ એક થઇ આ કામમાં "યા હોમ કરીને પડવું જોઇએ" આપણે બળસહિત તેમાં મચ્યા રહેવું જોઇએ.

આપણો પક્ષ ન્યાય અને દયા ઉપર બંધાયેલો છે, એ વિચારથી આપણને બળ મળવું જોઇએ. આત્મભોગે પણ આ કામ કરવાની જરૂર છે. અંતે સ્ત્રીઓની કેળવણીમાં આપણનેજ લાભ છે. માટે સ્ત્રીકેળવણી સંબંધીના ખોટા સંશયો મનમાંથી દૂર કરી સર્વેએ આ ભગીરથ કાર્યમાં જોડાવું જોઇએ, તો થોડા વખતમાં તેનાં મીઠાં ફળ આપણે ચાખીશું એ નિઃસંશય છે. જે થયું છે તે હજુ બહુ જુજ થયું છે. હજુ કરવાનું બહુ બાકી છે, માટે સર્વ બાળાઓને સારી કેળવણી મળે તેવી યોજનાઓ કરવાની છે.

**( ઇ. સ. ૧૯૦૮ ના 'આનંદ' માસિકમાં પ્રકટ થયેલો લેખ. )**



# ઝવેરી મુળચંદ આશારામ વૈરાટીનું ભાષણ.

ક્ષમાશ્રમણ મુનિ મહારાજાઓ, માનવંતા પ્રમુખ સાહેબ, સ્વધર્મી બંધુઓ અને સુશીલ શ્રાવિકાઓ!

આજે જે વિષયને અનુમોદન આપવાને આપ ગૃહસ્થો સન્મુખ હું ઉભો થયો છું તેને મારા એકલાનાજ અનુમોદનની નહીં પણ આપ સર્વ ભાઇઓ અને બહેનોના અનુમોદનની સાથે દેશનું હિત હૈડે ધરનાર દરેક વિચારશીળ પુરૂષે અનુમોદન આપવાની સંપૂર્ણ આવશ્યકતા છે.

ગૃહસ્થો! આજે આ વિષયને અનુમોદન આપવાને હું કાંઇ નવીન ઉભો થયો નથી, પરંતુ અનાદિ કાળથી જૈન મહાત્માઓ આ વિષયને અનુમોદન આપતા આવ્યા છે, આપે છે અને આપે જશે. આના પુરાવા તરીકે આ ચોવીશીના પ્રથમ તીર્થંકર શ્રી ઋષભદેવ સ્વામીએ પોતાની પુત્રી બ્રાહ્મી અને સુંદરીને ઉચ્ચ પ્રકારની કેળવણી આપ્યાનું જૈન ઇતિહાસ પોકારીને જણાવે છે. એ જ્ઞાનના સંસ્કારોથી સંસ્કારિત થએલી તે બાળાઓએ પોતાના બંધુ બાહુબળીને "વીરા મારા ગજ થકી ઉતરો" ના બેજ મધુર વચનો વડે માનરૂપી મન્દોમત્ત હસ્તી ઉપરથો ઉતારી કેવળજ્ઞાન જેવું લોકાલોકના ભાવને જણાવનારૂં તેજસ્વી રત્ન પ્રાપ્ત કરાવ્યું હતું.

ગૃહસ્થો! જેના હાથમાં પારણાની દોરી છે તેના વડેજ દેશનો, સમાજનો અને કોમનો ઉદ્ધાર થઇ શકશે. કરોડો અને અબજોના વારસા સાથે કિમતી પુસ્તકોનો ખજાનો જે ભાવી

પ્રજાના હાથમાં મૂકવાનો છે તે ભાવી પ્રજાના પારણાની દોરી જૈન પ્રજાએ અજ્ઞાન માતાઓના હાથમાં મૂકી છે, એ અજ્ઞાનતાએ એટલે સુધી આચ્છાદન કર્યું છે કે અત્યારે સને ૧૯૧૧ ના વસ્તીપત્રકના આંકડાઓમાંથી જૈન સ્ત્રીઓની કેળવણી સંબંધીન સ્થિતિને તપાસતાં એક હજારે ૯૩૫ સ્ત્રીઓ તદન અભણ દશા ભોગવે છે, જ્યારે દર હજારે ફક્ત ૬૫ સ્ત્રીઓ લખી વાંચી શકે તેટલું સામાન્ય જ્ઞાન ધરાવે છે. આ વસ્તુસ્થિતિ જો લાંબો વખત ચાલુ રહે તો જૈન પ્રજાનો અધઃપાત થયા સિવાય રહે નહિ.

સુજ્ઞ મહાશયો !

જો આપણે આપણી કોમને અત્યારની નિર્માલ્ય સ્થિતિમાંથી કોઇ તેજસ્વી સ્વરૂપમાં લઇ જવા માગતા હોઇએ, સમાજમાંથી અનેક નુકશાનકારક રિવાજોને નાબુદ કરવા માગતા હોઇએ આપણે આપણી કોન્ફરન્સના પગોને મજબુત કરવા માગતા હોઇએ, દુબળા સુકૃતભંડાર ફંડને નવપલ્લવિત કરવાની ઇચ્છા ધરાવતા હો એ તો સૌથી પહેલી પળે આપણે સ્ત્રીકેળવણીનાં કાર્યને ઝડપથી આગળ વધારવું જોઇએ. ૨૦ વર્ષ સુધી સ્ત્રીકેળવણીના કાર્યને જો આપણે ઉદાર હાથે આગળ વધાર્યે જઇશું તો હું ધારૂં છું કે થોડાજ સમયમા આપણે આપણી કોમને કોઇ તેજસ્વી સ્વરૂપમાં નીહાળી શકીશું.

વિવેકી શ્રાવકો ! જો તમારી ઇચ્છા અભયકુમાર જેવા બુદ્ધિશાળી રત્નો ઉત્પન્ન કરવાની હોય, વસ્તુપાળ તેજપાળ અને વિમળશાહ જેવા સમર્થ સેનાનીઓ તૈયાર કરવાની ઇચ્છા હોય, જો તમો ગોખલે દાદાભાઇ અને બેનરજી જેવા દેશભક્તોની ઇચ્છા ધરાવતા હો, જો

અશોક, સંપ્રતિ અને જાવડુસા જેવા સમર્થ શાસનભકતોને આ કાળમાં જોવાની ઇચ્છા ધરાવતા હો, હુંડાકાળમાં વાસુદેવ ચક્રવર્તી અને તીર્થંકર જેવા સમર્થ રત્નોને જગતના ઉદ્ધારને વાસ્તે માંગતા હો, તો મને કહેવા દો, ના! ના! પાયાના પહેલા પત્થરને હવે મને મજબુતીથી ગોઠવવા દો. પછી જુઓ તો ખરા કે તે પાયા ઉપર ચણાયલી ઇમારત જગતની સર્વ ઇમારતો કરતાં ઊંચી સુંદર અને મનોહર જણાય છે કે કેમ ?

ગૃહસ્થો! આ બધું કયારે થઈ શકે ? સ્ત્રીઓને સામાન્ય કેળવણી આપીને બેસી રહેવાથી આવા ઉત્તમ લાભો આપણે કોઈ કાળે મેળવી શકીશું નહી. એક ઇંગ્રેજી તત્ત્વવેત્તાના કહેવા મુજબ તો અધુરી કેળવણી લાભને બદલે હાની વધારશે. લખવા વાંચવાનુ સામાન્ય જ્ઞાન એ ખરૂં જ્ઞાન નથી મહુંમ સાક્ષર ડાહ્યાભાઇ ધોળશાજીના શબ્દોમા કહું તો લખવું વાંચવું એ જ્ઞાન નથી, પરંતુ એતો એક બીજાના આશયોને સમજાવનારી સંજ્ઞા છે. આવી અધુરી સામાન્ય કેળવણીથી આપણે ધારેલા લાભો કોઇ દિવસે પ્રાપ્ત કરી શકોશું નહી. આપણી પાસે કાર્યનું જે વિશાળ ક્ષેત્ર પડયું છે તે જોતાં સમાજની હાજતો તે સમજી શકે તેવા ઉંચા તત્ત્વોનો જેમાં સમાવેશ થતો હોય તેવી ઉંચા પ્રકારની કેળવણી આપવાની જરૂર છે.

આને માટે પ્રથમ તો આપણી ન્યાતો અને સંઘના બંધારણમાં સ્ત્રીકેળવણીના ફરજીયાતપણાને સ્વીકારવામા આવે અને અમુક હદ સુધીનું શિક્ષણ લીધા પહેલાં પરણાવવાની બંધી કરનારા કાયદાઓને સંઘ અને ન્યાતો તરફથી ઘડી તેને અમલ-

માં મુકવામાં આવે અને સ્ત્રી કેળવણીની સંસ્થાઓનો વધારો કરવામાં આવે તો હું ધારૂં છું કે થોડા જ સમયમાં ઘણી ઓછી મહેનતે આપણે આપણી કોમને બહુ જ ઝડપથી આગળ વધારી શકીશું.

આને માટે પ્રથમ તો સ્ત્રીઓના ચરિત્રની વિવેક સાથે શુદ્ધિ કરનારા અને શુદ્ધ આર્ય પત્નીધર્મને સમજાવનારાં તત્વોને તેમાં (અભ્યાસમાં) દાખલ કરવાની જરૂર છે.

બીજું પોતાના વડીલો પુત્ર, પુત્રાદિકો અને નોકર ચાકર, સાથેની ફરજોને સમજાવનારાં તત્વોને તેમાં દાખલ કરવાની જરૂર છે.

ત્રીજું જૈન ગૃહિણી તરીકે જગત તરફની ફરજોને સમજાવનારાં તત્વોને તેમાં દાખલ કરવાની જરૂર છે.

આને માટે પ્રથમ તો સ્વભાષાના જ્ઞાનની જરૂર છે, આ ભાષાજ્ઞાનથી વાંચનશોખ વધતો જશે, જે પરિણામે પરંપરાએ ઘણો લાભદાયક નીવડશે. આ સ્વભાષાના જ્ઞાનની સાથે માગધી અને સંસ્કૃતભાષાજ્ઞાનની પણ તેટલીજ જરૂર છે. સંસ્કૃતભાષાના જ્ઞાનથી તે ગિર્વાણ વાણીમાં લખાયલાં સતીઓનાં ચરિત્રો અને બીજાં તત્વજ્ઞાનનાં ઉપયોગી પુસ્તકોનું અધ્યયન થતાં શ્રાવક સંસાર અતિશય ઉજ્વળતાને પામશે, એની સાથે માગધી ભાષાના જ્ઞાનની પણ તેટલી જ જરૂર છે. આ ભાષાજ્ઞાનની સાથેજ આત્મા જાગૃતની ક્રિયાઓનાં ખોખાંમાં ચેતનવંતો રસ રેડાશે; મોં મચકોડીને અપાતું દાન હર્ષનાં આંસુઓ લાવીને અપાવા લાગશે, ધર્મના નામે નિરર્થક થતો નાણાંનો વ્યય બહુજ સમજણ અને ભાવપૂર્વક થવા લાગશે. માગધી ભાષાના જ્ઞાનથી સાથે, મારા સ્વતંત્ર

અભિપ્રાય મુજબ, અત્યારના દેશ કાળના સંજોગો જોતાં, દુનિયાની બીજી પ્રજાઓ સાથે જૈન પ્રજાનું અંતર તપાસતાં અને જૈન પ્રજા પાસે કાર્યનું જે **વિશાળ ક્ષેત્ર** પડ્યું છે તે જોતાં **અંગ્રેજી ભાષાનું** જ્ઞાન આપવું તે પણ ખાસ જરૂરનું છે. આ ભાષા જ્ઞાનથી **સ્વાત્મબળની** ભાવનાઓ જાગૃત થશે. એ સ્વાત્મબળની ભાવના કેળવાયલી માતા મારફતે પોતાના પુત્રો અને કુટુંબોમાં રેડાતાં **નિરાધાર** અને **નિરાશ્રિત** શબ્દને જૈન પ્રજામાંથી નાબુદ કરશે, અને એ **સ્વાત્મબળની** ભાવનાથી પોષાયલી ભાવી જૈન પ્રજા એક વખતે **જગતના મેદાનમાં સ્વાશ્રયી** થઇ ઘુમવા લાગશે.

આ ભાષા જ્ઞાનની સાથે જ **ગણિતનું જ્ઞાન** પણ જૈન બાળાઓને સૌથી પહેલી પળે આપવાની જરૂર છે. લાખો અને કરોડોનો વેપાર ખેડનારી જૈન પ્રજાએ પોતાની **સ્ત્રીઓને ગણિતના જ્ઞાનની અજ્ઞાન રાખવી** એ ઓછું જોખમભરેલું નથી. આ ગણિતનાં જ્ઞાનથી સ્ત્રીઓ ઘરના આવક ખરચના હિસાબોને રાખી શકશે અને તેથી કરીને દેખાદેખી **ફેશનને અંગે** થતો ખરચનો બોજો કમી થવા લાગશે, તેમજ કામના અસાધારણ બોજામાં દબાયલા પોતાના પતિને તેના હિસાબી **કામમાં** તે ઘણી મદદગાર થઇ શકશે, તેમજ પોતાના પતિની ગેરહાજરી વખતે **મહેતા મુનિમો અને ટ્રસ્ટીઓના** હાથે થતી **નાણાની બરબાદી** અટકવા પામશે.

આ ગણિતના જ્ઞાનની સાથે જ ત્રીજું **ઇતિહાસનું** જ્ઞાન પણ તેટલુંજ ઉપયોગી અને મહત્ત્વનું છે. એક પ્રજાની અવનતિ ઉન્નતિનું **દર્શન** કરાવવાનો આ **ઇતિહાસીક આરીસો** જૈન બાળા સન્મુખ ધરતાં જ એક અવનતિને પામેલી પ્રજાની ઉન્નતિ **શાં શાં**

કારણોથી થવા પામી છે, તે હકીકત તેના ધ્યાનમાં આવશે, અને તેમ થતાંજ જૈન પ્રજાની પૂર્વ જાહોજલાલી સાથે અત્યારની દુર્દશાનું તેને ભાન થઈ આવશે અને તેમ થતાં તેના હૃદયની વિશાળતા વૃદ્ધિંગત થવા પામશે. આ હૃદયની વિશાળતાના સંસ્કારો તે પોતાની પ્રજામાં ઉતારશે અને તેમ થતાં પરંપરાએ આપણે ઘણો લાભ પ્રાપ્ત કરી શકીશું.

આ ઇતીહાસના જ્ઞાનની સાથે આરોગ્યવિદ્યાનું જ્ઞાન પણ તેટલુંજ ઉપયોગી છે. આ જ્ઞાનની સાથેજ નિસ્તેજ અને નિર્માલ્ય જૈન પ્રજા કોઇ તેજસ્વી સ્વરૂપમાં ફેરવાઇ જશે. બાળલગ્ન, વૃદ્ધલગ્ન, અને કન્યાવિક્રયના દુષ્ટ રિવાજોનો એની મેળેજ અંત આવશે. બ્રહ્મચર્યના ખરા સ્વરૂપને જૈન બાળાઓ સમજવા લાગશે અને પોતાના કુટુંબમાં તે તેના સ્વરૂપને સમજાવશે અને જૈનોનું વધતું જતું મરણપ્રમાણ ઘટવા પામશે. પરિણામમાં ભાવી પ્રજા તેજસ્વી વીર્યવાન અને પુરૂષાર્થી નીવડશે.

આ આરોગ્યવિદ્યાના જ્ઞાનની સાથેજ પાંચસુ પ્રાથમિક ઉદ્યોગોનું જ્ઞાન પણ તેટલુંજ મહત્ત્વનું અને ઉપયોગી છે. આ જ્ઞાનના પ્રભાવથી જૈન બાળાઓ વખતની કિંમત સમજવા લાગશે અને નિરાશ્રિત અને નિરાધાર જૈન સ્ત્રીઓ (વિધવાઓ) સ્વાશ્રયી બનવા પામશે તેમજ સામાન્ય સ્થિતિના કુટુંબોમાં આ શિક્ષણ ઘણુંજ ઉપયોગી અને મહત્ત્વનું થઇ પડશે અને લોકનિંદા કરી સમાજહિત ઉપર પડતા કુઠારો બંધ થવા પામશે.

આની સાથે શાસ્ત્રીય જ્ઞાનની પણ તેટલીજ જરૂર છે. આને માટે આગળ માગધી અને સંસ્કૃત ભાષાના જ્ઞાનની જરૂર જણાવી

છે તે શાસ્ત્રીય જ્ઞાનમાં ઘણુંજ ઉપયોગી થઇ પડશે. આને માટે એક **ખાસ જુદી સીરીઝ** તૈયાર થવાની જરૂર છે.

આવા રીતના પદ્ધતિસરના શિક્ષણથી સંસ્કારિત **થયેલી બાળાના ખોળામાં ખેલતાં** બાળકો એક વખતે જગતને **ઉદ્ધાર** કરવાને મેદાનમાં આવશે, **મુઠ્ઠીભર** રહેલી **જૈનોની** વસ્તીમાં વધારો કરી સર્વ જગતને **જૈનમય** બનાવવાના **ભગીરથ પ્રયત્નો**ને **આદરશે**, જગતકલ્યાણને માટે **દયાની વિજયવતી સમશેરોને** હાથમાં લઇ જગતમાં **અનુકંપાના** વરસાદોને વરસાવશે, **કુંભકર્ણ**ની નિદ્રામાં ઉંઘતા **વીરના બાળકોને "જાગો ! જાગો !"** ના વીરધ્વનિવડે જગાડનારી **સોસાઈટીઓ** સ્થાપશે ! અંગુઠાના સ્પર્શમાત્રવડે મેરૂ પર્વતનાં શિખરોને ગગડાવી મુકનાર **વીરના** પુત્રોને **વીરત્વનું** ભાન કરાવશે ! ! **સ્વાત્મબળની** ભાવનાઓને જગાડશે ! ! !

(૧૦ મી જૈન શ્વેતામ્બર કોન્ફરન્સ મુંબાઇ તા. ૨૩-૪-૧૯૧૬)



## ડાહીબહેન શેઠ પરશોતમભાઇ મગનભાઈનાં પત્નીનું ભાષણ.

---

પંચ મહાવ્રતધારી ગરણીજી સાહેબો, માનવતા પ્રેસીડન્ટ સાહેબ, તથા સુશીલ અને સુજ્ઞ વડીલ બહેનો !

હું સર્વ પ્રત્યે સવિનય—નમસ્કાર કરીને મારી અલ્પમતિ પ્રમાણે જે બોલવા માગું છું તે એકાગ્રચિત્તે શ્રવણ કરશો.

સ્ત્રીકેળવણી એટલે નહી કે પાંચ સાત ચોપડી ગુજરાતી કે

થોડું ઈંગ્લીશ આવડવું તે, પણ આપણી બાળકીઓને ગુજરાતી સંગીન જ્ઞાન આપવું. સંગીન કોને કહેવાય ? કોઇ પણ ગુજરાતી ચોપડી વાંચતાં તથા તેના મર્મ સમજતાં ન અચકાય તે જ્ઞાન તે ગુજરાતી સંગીન જ્ઞાન કહેવાય. એ જ્ઞાન વિવિધ પ્રકારની ગુજરાતી ચોપડીઓથી થાય છે, માટે તેવું તેમજ પોતાના ઘર સંસારના હિસાબ વગેરેનો વહીવટ કરી શકે તેટલું જ્ઞાન આપવાની ખાસ જરૂર છે. હાલ તો થોડું ઘણું ઇંગ્રેજી ભણ્યાં એટલે ફેશનેબલ કપડાં પહેરવાં, તેમાંજ જ્ઞાનનો સમાવેશ થયેલો મનાય છે. પણ બહેનો તેમ નથી, તમારી જીંદગી ફક્ત ખાવું પીવું ને કપડાં પહેરવાં તેને માટે જ સરજાઇ નથી. જો કે તમને અબળાની ઉપમા ઘણા વિદ્વાનો આપે છે છતાં તમેજ સબળ મનોબળથી ઘણાં સારા કામ કરી શકો તેવાં છો.

ગૃહધર્મ—તેનો પણ સ્ત્રી કેળવણીમાં જ સમાવેશ થાય છે. ગૃહ ધર્મમાં પ્રથમ તો એ કે પોતાનું ઘર સ્વચ્છ રાખવું જેમ દક્ષિણી લોકો રાખે છે. દક્ષિણીમાં ગરીબમાં ગરીબ હોય છે છતાં ઘરની તેમજ પંડની સ્વચ્છતા રાખે છે. તે વિષયમાં આપણે તમનુ અનુકરણ કરવા જેવું ઘણું છે. આપણે બજારમાં કાંઇ ચીજ લેવા જઇએ છીએ તેમાં સારામાં સારી હોય તે લઇએ છીએ. તેમજ આપણે સદ્દગુણગ્રાહી થવું તેની ખાસ જરૂર છે.

બહેનો ! આપણે પરભવમાં ઘણાં પાપ કર્યાં હશે તો આ સ્ત્રી વેદ પામ્યા છીએ, અને પાપ કરતાં પણ પુન્ય વધ્યું છે તો આ કલ્પતરુ જેવો અને પ્રાચીન ને ઉત્તમ એવો જૈન ધર્મ પામ્યાં છીયે, તો તેમાંથી આપણે અમુલ્ય વખત—જે વખત આપણી રાહ જોતો

નથી તેવા વખત નકામાં ટાયલાં કે પરનિંદામાં ગાળવો તે શું યોગ્ય છે? શું બહેનો તમારે ઘણી અમુલ્ય ફરજો બજાવવાની નથી? તમારે ઘરમાં પણ જેમ પારસી કોમમાં ગરીબ પારસણો ભરી શીવીને પોતાના પતિની કમાણીમાં મદદગાર થઇ શકે છે તેમ તમે પણ જો (સારૂં ભરતાં શીવતાં) ખંત અને ખુશીથી શીખવા પ્રયત્ન કરો તો શીખી પૈસા પેદા કરી શકો! પણ હાલ તો આપણી કોમમાં થોડું ઘણું શીવતાં આવડતું હોય તો આગળ પ્રયત્ન કરવાની મહેનત કોણ લે છે? માટે આળસુ ન થતાં તમારાં બાળકનાં, ને પતિનાં કપડાં શીવો. તેવા નકામા જતા પઇસા બચાવવા એ તમારી ફરજ છે.

વળી તમારા બાળકોને સુશિક્ષણ આપી જૈન ધર્મના પુત્ર રત્નો બનાવી આપવાની તમારી ફરજ નથી? નરરત્ન મી. ઢઢા જેવાને જોઇ, તેમની માફક તમારા પુત્રોને કેળવણી આપો, જૈન કોમમાં તેવા વિરલાઓ ઉત્પન્ન કરવાની શું તમારી ફરજ નથી? પાશ્ચિમાત્ય દેશની માતાઓ જેમના ખોરાક ઉપરથી જંગલી હોવી જોઇએ, તે માતાઓ તમારા દેશ કરતાં વધારે વિદ્વાનો ને ઉદ્યમી પુરૂષો બનાવે છે; અને તમે તો ઉત્તમમાં ઉત્તમ દયામયજ એવા જૈન ધર્મમાં પુરા પુન્યે અવતાર ધર્યો છે તો તેમાં આવી શું ફક્ત રડવા કુટવામા ને નિંદા કરવામાં વખત ગાળશો, કે ઉત્તમ પ્રકારે પુત્ર પુત્રીઓને કેળવી તેમનાથી સારા વિદ્વાન ને ઉદ્યોગી થાય તેવાં કરશો? તમારી આળસથી જૈન કોમ પાછળ પડે એ શું વાસ્તવિક છે?

આજ ત્રણ દિવસથી કોન્ફરન્સ ભરાય છે, જેમાં હજારો

રૂપીયાનો ખર્ચ થયો છે. વળી જૈન વીરલાઓએ ખર્ચ કરતાં પણ અમુલ્ય એવો પોતાના વખતનો ભોગ આ યો છે તે શાને માટે તેનાથી તમે અજાણ્યા નથી. એમાં ચર્ચાયલા વિષયો–હાનિકારક રીવાજ, બાળલગ્ન, વૃદ્ધિવિવાહ–શું પુરૂષો કરતાં ઘણે દરજ્જે આપણા લાભના માટે નહોતા? આપણી રહેણી કરણીથી એવા વિષયના થતા પોકારો શાંત નહિ કરીએ તો એથી પડતું દુઃખ પુરૂષ કરતાં આપણી જાતને વધારે ભોગવવાનું છે. સ્ત્રીનું ઘરસંસારમાં પ્રધાન પદ છે. જેમ રાજાનો પ્રધાન મૂર્ખ હોય તો રાજકારભાર તેવો ચાલે, ને ચતુર હોય તો ચતુરાઈ ને વિવેકથી ચાલે, તેનો અપવાદ કે ધન્યવાદ તે પ્રધાનનેજ લાગે છે; આપણને પણ એજ દૃષ્ટાંત લાગુ પડે છે. માટે બહેનો દીર્ઘદ્રષ્ટિથી વિચાર કરી, કેળવણી વડે આપણા રિવાજોને સુ રો; કેળવણી સંબધી છેવટ એટલું જ કહેવાનું કે જ્ઞાન એ મોટો નિર્મળ સમુદ્ર છે તેમાંથી જેનાથી જેટલું પીવાય તેટલું પીવું, અર્થાત તેવા નિર્મળ સમુદ્રનું પાણી પીવાને યથાશક્તિ પ્રયત્ન કરવો એજ મારી વિનંતી છે.

હવે છેવટમાં બધાંને દોરનાર એવો જે ધર્મ તેના માટે કિંચિત કહીશ ધર્મ કાંઈ પોષહ, અપવાસ, આંબેલ, તેમજ દેખીતા કહેવાતા ધર્મમાં સમાયો નથી, તેમ હું એમ પણ નથી કહેતી કે તે ન કરવું, યથાશક્તિ ક્રિયા કરવી; પણ મન સરળ રાખી જુઠાનો ત્યાગ કરવો, ને નાનામાં નાના પણ ધર્મનાં ખરાં મુળો વિષે હમેશાં ધ્યાન રાખવું. ઘણી બહેનો જીવવિચાર નવતત્ત્વ વગેરેનો અર્થ જાણતી હશે, ને તેના પ્રમાણમાં એક સરળ સ્તવનનો અર્થ ન કરી શકે એ શું જ્ઞાન કહેવાય? કદાચ પુખ્ત ઉમર પહોંચેલી બહેનો અર્થ કરી શકતી હશે.

નાની બાળકીઓને શાસ્ત્ર સંબંધી સારૂં જ્ઞાન આપવામાં આવે છે. તેઓ તેવા મોટા અર્થ જાણે ને તેના પ્રમાણમાં સરળ સ્તવનના અર્થ ના જાણે તે શું કેળવણી આપવાની રૂઢીમાં ખામી નથી? તેની ખાતરી કરવા, બહેનો ! તે બાળકીઓને ફક્ત આ બે લીંટી જ પુછો તેથી સ્પષ્ટ સમજાશે. "અજીત જીણંદસુ પ્રીતડી મુજ ન ગમે હો બીજાનો સંગ" નાની બાળકીઓને નાનાં નાનાં સ્તવનો ગાતા શીખવવા, તે પોપટીયાં જ્ઞાન પેઠે મોઢે નહિં કરાવતાં ઉત્સાહને આનંદથી સંગીત સાથે ગવરાવી તેના અર્થ સમજાવવા, તેમ કરી તેમના કુમળા હૃદયપર ધર્મની છાપ પાડવી; અર્થ સાથે જ્ઞાન આપવાથી ધર્મનો રાગ થવો વધારે ઉચિત છે કે પોપટની પેઠે બધાં ગ્રંથો મોઢે બોલાવવાથી ધર્મનો રાગ વધારે થઇ શકશે? તેથી હું એમ નથી કહેતી કે સૂત્રો મોઢે ન કરવાં, સૂત્રોની સાથે અર્થ ને ધર્મનું વિવિધ જ્ઞાન આપવાની ખાસ જરૂર છે. દેરે જવું જોઇએ એમ સમજી દેરામા જઈ 'લે દેવ ચોખા' કરવાની ટેવ પાડવી ફાયદાકારક છે, કે પ્રતિમા મારા ક્યા તીર્થંકરની, અહો તે કેવા પુન્યે આવી ઋદ્ધિ પામ્યા, તેમને કેવા હર્ષથી નમસ્કાર કરૂં, તેવી લાગણી ઉત્પન્ન કરવાની ખાસ જરૂર છે? બ્હેનો, ચોવીશ કલાકમાં થોડો પણ વખત તેવો વિચાર કરવાની ખાસ જરૂર છે. હમેશા ઉત્સાહી થવું, તેનાં એક નાનો દાખલો આપું છુ. જેમ આપણને હમેશાં અમુક વખતે ખાવાની ટેવ પડી હોય ને તેજ વખતે કાતો ભૂખ લાગી હોય કે ના લાગી હોય છતા ખાવું જ તે વધારે મીઠું લાગે કે એક વનમા હોઇએ ને ખાવાનું ના મળ્યું હોય ત્યાં અચાનક અમૃત ભોજન મળે તે વધારે પ્રિય લાગે?

તેમજ આ ક્રોધ મોહ આદિ અનેક ભયંકર ચીજોથી ભરેલા

સંસારરૂપી વનમાં આપણે ભૂલાં અથડાઇએ છીએ તેમાં અમૃતરૂપી જૈનધર્મ મળ્યો, તેના દરેક નિયમો અને દરેક કાર્ય ઉત્સાહથી પાળવાં ને કરવાં ઉચિત છે, તેથી જેમ અમૃત ખાધાથી આપણને તૃપ્તિ થાય છે તેમ મોક્ષની પ્રાપ્તિ થશે.

( અમદાવાદ જૈન મહિલા પરિષદ તા. ૧૯-૨-૧૯૦૭ )

---

## બાપી બહેન શેઠ મણીભાઇ જેસંગભાઇના પત્નિનું ભાષણ.

### મંગળાચરણ.

સિંદૂર પ્રકરસ્તપઃ કરિ શિરઃ ક્રોડે કષાયાટવી.
દાવાર્ચિર્નિચયઃ પ્રબોધદિવસમારંભસૂર્યોદયઃ
મુક્તિસ્ત્રીવદનૈકકુંકુંમરસઃ શ્રેયસ્તરોઃ પલ્લવઃ
પ્રોલ્લાસઃ ક્રમયો ર્નખ દ્યુતિભરઃ પાર્શ્વપ્રભોઃ પાતુ વઃ

સુશીલ અને સુજ્ઞ બહેનો !

આજના માંગલિક પ્રસંગે, આ મહિલાપરિષદ્‌માં આપ સરવે બહેનોને અત્રે એકઠી થએલી જોઈ મને અત્યંત આનંદ થાય છે, ગયે વરસે જ્યારે પાટણ શહેરમાં "જૈન કોન્ફરન્સ" ભરાઈ હતી, ત્યારે મહિલા પરિષદની પહેલી બેઠક ત્યાં ભરવામાં આવી હતી. આજની બેઠક મહિલા પરિષદની બીજી બેઠક છે.

મહિલા પરિષદથી શા શા લાભ થાય છે, તે આપણા દેશની, અને ખાસ કરીને આપણી જૈન કોમની સ્ત્રીઓના જાણવામાં જોઇયે તેટલા અંશે આવ્યું નથી. આવી પરિષદોથી અત્યંત લાભ થાય છે.

અને તે લાભોનું સવિસ્તર વર્ણન કરવાને કોઇ સમર્થ વક્તાની જરૂર છે. તેમ છતાં તે વિષે અને બીજી અમુક બાબતો વિષે, તમારી સમક્ષ જે થોડા શબ્દો બોલવાની મારી ઇચ્છા છે, તે તમો ધ્યાન દઇને શ્રવણ કરશો, અને મારા બોલવામાં જે કાંઈ આપને ખામી રૂપ લાગે તેને માટે મને ક્ષમા કરશો, એવી મારી તમને નમ્રતા પૂર્વક વિનંતિ છે.

જેવી રીતે પુરૂષોની કોન્ફરન્સો ભરાય છે, અને એવી કોન્ફરન્સોથી જે જે અમૂલ્ય લાભ થાય છે, તેવીજ તરેહનાં મંડળો સ્ત્રીઓનાં ભરાય, તો તેથી અમુલ્ય લાભ થયા વગર રહેજ નહિ. આપ સરવે જાણો છો કે આ દુનીયામાં સઘળા મનુષ્યો સરખી બુદ્ધિનાં સરખા જ્ઞાનવાળાં, કે સરખી વિદ્વતાવાળાં હોતા નથી, અને તેથી જો આવાં મંડળો ભરાય, તો તેઓ બધાં એક બીજાનાં સમાગમમાં આવે, તેઓની અંદર પરસ્પર પ્રીતિભાવ ઉત્પન્ન થાય, અને તેઓ એક બીજાનાં કામમાં સહાયભૂત બની શકે. આવી રીતે મંડળી ભરવાથી ઘણુાય લાભ થાય છે. અને તેથી આપણી " મહિલા પરિષદ " એટલે આપણી જૈન કોમની સ્ત્રીઓના મળવાથી આપણને ઘણાજ લાભ થવાના, એ વાત નિઃસંશય છે. આ પ્રસંગે આપ સર્વે બહેનોને આવી મોટી સંખ્યામાં અહિં એકઠી થએલી જોઇ મને અત્યંત આનંદ થાય છે; અને આપણી કોમની સ્ત્રીઓ એવાં પ્રસંગોની જરૂરીઆત સમજવા લાગી છે, તેનું આ એક શુભ ચિન્હ છે.

ગયા ત્રણ દિવસમાં આપણી જૈન કોન્ફરન્સમા સમર્થ વક્તાઓએ, કેળવણી અને તેની જરૂરીઆત ઉપર ઘણું વિવેચન કર્યું છે,

અને તેથી આ પ્રસંગે તે બાબત ઉપર મારે કાંઇ વિશેષ બોલવાનું નથી; તો પણ કેળવણીનાં કેટલાંએક મુખ્ય અંગ ઉપર હું સહેજ ઇસારો કરવા માંગું છું, તે ધ્યાન દઈ શ્રવણ કરશો.

કેળવણીના મુખ્ય ત્રણ વિભાગ કરી શકાય છે. (૧) શારીરિક [૨] ધાર્મિક, (૩) વ્યવહારિક. આપણા દેશમાં તેમજ આપણી કોમમા શારીરક કેળવણી દિવસે દિવસે નષ્ટ થતી જાય છે, એ ઘણું ખેદયુક્ત છે. શારીરિક કેળવણીની બેદરકારીને લીધે સ્ત્રીઓના શરીરનો બાંધો, જોઇએ ત લો મજબુત થતો નથી. શારીરિક કેળવણી વિશેષ કરીને ગરીબ વર્ગની સ્ત્રીઓમાં કાયમ રહેલી જોવા ાં આવે છે. પણ તવંગર અને સુખી કુટુંબોમા તેનો ઘણો અભાવ જોવામા આવે છે. માટે શારીરિક કળવણી ઉપર આપણે ખાસ ધ્યાન આપવું જોઇએ. એટલે કે ઘર સંસારનાં જે જે કામો છે તે આપણો જાતે ફરજ રૂપે સમજીને અવશ્ય કરવા જોઇએ. તે કામો તન દઇને કરવાથી આપણા શરીરને જોઇતી કસરત મળે છે, અને તેથી આપણી તન્દુરસ્તી સારી રહે છે. જાણો કે જેનું ફળ સારી તંદુરસ્તી છે તે મેળવવાને માટે સવાર સાજ ખુલ્લી હવામાં ફરવાની જરૂર છે, અને તેને માટે આપણા ધર્મશાસ્ત્રમા કહ્યું છે તેમ જો આપણે સવારમાં ઉઠી, નાહી ધોઇ દહેરે દરશન કરવા જઇએ તો તેથી ખુલ્લી હવામાં ફરવાનો લાભ મળે છે, ધાર્મિક કામ થાય છે, અને શરીરને કસરત પણ મળે છે.

ધાર્મિક કેળવણીના બે વિભાગ થઇ શકે છે. (૧) માનસિક અને (૨) નૈતિક. ધાર્મિક કેળવણી એટલે આપણા ધર્મ સંબંધી કેળવણી. ધાર્મિક અને નૈતિક કેળવણી પરસ્પર એવો નીકટનો

સંબંધ ધરાવે છે કે તેને જુદી પાડીને સમજાવી શકાય નહિ. એટલે કે એમાંની એક વિષે બોલતાં તેમાં બીજાનો સમાવેશ થઈ જાય છે. ધર્મ સંબંધી કેળવણી ઉપર દરેક સ્ત્રીએ પુરેપુરી રીતે ધ્યાન આપવુ જોઇએ.

આવા પ્રકારની ધાર્મિક કેળવણી પુરી પાડવા માટે ઠેકાણે ઠેકાણે યોગ્ય સંસ્થાઓ ઉભી કરવી જોઇએ, અને જ્યા જ્યાં તેવી સંસ્થાઓ, એટલે કે કન્ય શાળાઓ તથા વિદ્યાશાળાઓ ના હોય, ત્યાં પ્રયાસ કરી તે જરૂર પુરી પાડવી જોઇએ. ધાર્મિક કેળવણી તે બીજી સઘળી કેળવણીના પાયારૂપ છે, કેમકે જ્યાં સુધી ધર્મનું ખરૂં સ્વરૂપ આપણા સમજવામાં ન આવે, ત્યાં સુધી આ સંસારમાં આપણે આપણા ફરજો સમજી શકવાનાં નથી, અને તેથી આપણે આપણાં કોમનુ તથા આપણા દેશનું ભલું કરી શકવાનાં નથી–માટે ધાર્મિક કેળવણીની ખાસ જરૂર છે.

વ્યવહારિક કેળવણીમાં ઘરસંસાર કેમ ચલાવવો તે બાબતનો સમાવેશ થાય છે. ઘરકાર્યમાં કુશળતા કેવી રીતે મેળવવી, તેવી કેળવણી દરેક સ્ત્રીને પોતાના ઘરમાંથી કેટલેક અંશે મળી શકે છે; તો પણ તેની વિશેષ ખિલવણી તરીકે રાંધવું, ભરવુ, શીવવું, ગુંથવું ઇત્યાદિ ઘણી બાબતો છે, અને એ બાબતો વિષે જ્ઞાન મેળવવું તે ખાસ જરૂરનું છે. વ્યવહારિક કેળવણીનું એક ખાસ અંગ કરકસરતાનો ગુણ છે. કરકસરતા એટલે કે પોતાની સ્થિતિને અનુસરીને ખરખર્ચ કરવું–તે કરકસરતાનો ગુણ શીખવાની ખાસ આવશ્યકતા છે.

બાળબચ્ચાંઓને નહાનપણથી એવા પ્રકારની કેળવણી આપવી કે

જેથી તેમના તનની તેમજ મનની શક્તિઓ મજબુત થાય. એવી કેળવણી આપવા માટે આપણે સર્વેએ આપણાથી બનતા પ્રયત્નો કરવા જોઇએ. કોઇ પણ દેશની ચઢતી અથવા પડતીનો આધાર ખરેખરી રીતે તે દેશનાં બાળકોની કેળવણી ઉપર રહે છે; અને બાળકોની કેળવણીનો આધાર આપણા ઉપર છે. માટે આ મહાન ફરજ આપણે કાળજીથી બજાવવી જોઇએ, કે જેથી કરીને આપણા બાળકોની તથા આપણા દેશની અને તે સાથે આપણી કોમની ઉન્નતિ થાય. મહાન્ નેપોલીઅન બોનાપાર્ટ એમ કહે છે કે:—

કહે નેપોલીઅન દેશને, કરવા આબાદાન;
સરસ રીતતો એજ છે, દો માતાને જ્ઞાન.

એ મહાન્ પુરૂષની શીખામણ પ્રમાણે આપણે વર્તીએ, અને આપણાં બાલબચ્ચાંઓને અને ખાસ કરીને આપણી બાળકીઓને (કે જેઓ ભવિષ્યમાં માતાની પદવી ધરાવવાની,) યોગ્ય કેળવણી આપીએ, તો તેથી બેશક અમુલ્ય લાભો થવાનાજ. આપણામાં જુના વિચારની સ્ત્રીઓ એમ કહે છે કે, પુરૂષો કેળવણી લેછે એટલે બસ છે, પણ તેઓ આ વાત ભુલી જાય છે કે સંસારમાં સ્ત્રી અને પુરૂષ બંને મળીને એકજ અંગ થાય છે. હવે જો આપણા અંગના અડધા ભાગને પક્ષાઘાત થયો હોય, તો બાકી રહેલુ અડધું અંગ જેમ નકામું થઈ જાય છે, તેમ સ્ત્રી અભણ રહેવાથી તેનું બીજું અડધું અંગ એટલે તેનો પતિ, આ સંસારમાં જોઇએ તેવી સારી રીતે પોતાનું વહાણ ચલાવવાને અશક્ત બને છે.

જે માતાઓ પોતાનાં બાળબચ્ચાંને કેળવણી નથી આપતી, તે તેમનાં બાળબચ્ચાં તરફ મિત્ર તરીકે નહિ પણ દુશ્મન તરીકે વર્તે છે.

કહ્યું છે કેઃ—

मात शत्रुः पिता वैरी, येन बालो न पाठितः ।
न शोभते सभामध्ये, हंसमध्ये बको यथा.

માટે બાળક તથા બાળકીઓને કેળવણી આપવા તરફ આપણે ખાસ ધ્યાન આપવું જોઇએ.

કહ્યું છે કેઃ—

विद्या नाम नरस्य रुपमधिकं, प्रच्छन्नगुप्तं धनं ॥
विद्या भोगकरी यशः सुखकरी, विद्या गुरुणां गुरुः ॥
विद्या बन्धुजनो विदेशगमने, विद्या परा देवता ॥
विद्या राजसु पूजिता न तु धनं, विद्याविहिनः पशुः ॥

## બાળલગ્ન

વ્યવહારની ખામીઓ તરીકે આપણી કોમમાં ઘણા ખરાબ રીવાજો દાખલ થયા છે, જેને આપણે તદ્દન નાબુદ કરવા જોઇએ. એમાં સૌથી વધારે ખરાબ રીવાજ બાળલગ્નનો છે, કે જેણે આખા દેશની પ્રજાને સત્ત્વહિન કરી નાંખી છે, અને તે રિવાજ ઘણું કરીને સ્ત્રીવર્ગને લીધેજ અમલમાં રહેલો છે, એમ કહીએ તો કાંઇ ખોટું નથી. માટે એ દોષ આપણા માથેથી દૂર કરવા પ્રયત્ન કરવો જોઇએ. આપણી માતાઓ પોતાનાં બાલકોને જલ્દીથી પરણાવીને જે લાવો લેવાની ઇચ્છા રાખે છે તેનું ફળ ભવિષ્યમાં કેટલે દરજ્જે ખરાબ નીકળે છે એનો આપણે વિચાર કરતા નથી. કુમળી વયમાં બાળકો તથા બાળકીઓનાં લગ્ન કરવાથી તેઓને ઘરસંસારની ધુસરીમાં

વહેલાં જોડાવું પડે છે. અને તેથી જે કાળ તેઓને કેળવણીમાં કાઢવાનો હતો, તે તેમને મળતો નથી, તેથી તેઓની આખી જીંદગાની દુઃખરૂપ થાય છે. તેથી ઉલટું જો બાળકો અમુક ઉમર સુધી શારીરિક, ધાર્મિક તથા વ્યવહારિક કેળવણી લેવાને તનમનથી ઉદ્યોગ કરે, તો તેઓ આખી જીંદગીમાં સુખી થઇ શકે છે, કેમકે કેળવણી લીધાથી તેઓના મનની તથા તનની શક્તિઓ ખીલે છે, અને આ શક્તિઓની ખીલવણી તેમને સંસારસમુદ્રમાં તેઓનું વહાણ ચલાવવા ઘણીજ મદદરૂપ થઇ પડે છે.

લગ્નની જરૂરીઆત, તથા જોડાની અરસપરસ ફરજો, જ્યાં સુધી બન્નેના સમજવામાં નથી, તેવા વખતમાં લગ્નમા તેમને જોડવાં તેથી લગ્નનો હેતુ પુરેપુરો સિદ્ધ થતો નથી, એટલે તેઓ ખરી યુવાવસ્થામાં સુખરૂપ સ્થિતિને બદલે દુઃખરૂપ સ્થિતિ ગુજારે છે. અથવા તો જ્યારે ઉપર દર્શાવેલી જરૂરીઆતો તથા ફરજો સમજતા શીખે છે, તે વખત યુવાવસ્થાનો કાળ વહી ગયેલો હોય છે. એટલે તેમનાથી જોઇએ તેવી રીતે પોતાની ફરજો બજાવી શકાતી નથી. સંસારને સ્વર્ગરૂપ યા નર્કરૂપ બનાવવો, એ ઘણે અંશે આપણા પોતાના સ્વાધીનની વાત્ છે; અને એવી બાબતમાં આપણે જેટલી બેદરકારી કરીએ, તેટલી ભવિષ્યમાં આપણને હાની થવાનીજ.

## મરણ પછી રડવું, કુટવું નહિ.

મરણ પછી રડવા કુટવાનો જે રિવાજ આપણામાં ચાલે છે, તે મારા ધારવા પ્રમાણે આપણા ધર્મના ફરમાનથી ઉલટો છે. મરણ પછી રડવા કુટવાથી કાંઇ પણ ફાયદા થતા નથી; પણ ઉલટું અનેક શારીરિક હાનીઓ ભોગવવી પડે છે. કેટલાએક એમ કહેશે

કે પોતાનું વહાલું સગું મરી જાય, ત્યારે કુદરતી રીતે રડવું આવે, અને તેથી મરણ પછી રડવાનો રીવાજ ખોટો નથી, તો તેમને મારે એટલુંજ કહેવાનું કે કુદરતી લાગણીઓ દબાઇ શકાતી નથી, પણ આપણા લોકમાં જે અતિશય લાજ અને મલાજા વગરનું કુટવાનું ચાલે છે, તે ખોટું છે. માટે અતિશય કુટવાનો રીવાજ નાબુદ કરવો જોઇએ. તેથી આપણી કોમના સર્વે સદ્‌ગૃહસ્થોને મારી અરજ છે કે તેઓ આ હાનીકારક રીવાજ માટે પુરતો બંદોબસ્ત કરી નાબુદ કરશે.

## સ્ત્રીની ફરજો.

હવે હું એક મુખ્ય બાબત વિષે છેલ્લે થોડા શબ્દો કહેવા માગુછું, અને તે સ્ત્રીઓના ખાસ ભૂષણ રૂપી સદ્‌ગુણોની ખીલવણી વિષે છે.

આપણે સર્વેએ યાદ રાખવું જોઇએ કે આપણે ઘણી ફરજો બજાવવાની છે. પુત્રી તરીકેની ફરજો, પતિ તરીકેની ફરજો અને માતા તરીકેની ફરજો. પુત્રી તરીકેની ફરજોમાં માબાપ પ્રત્યે આપણો શો ધર્મ છે, તેનો સમાવેશ થાય છે. માબાપ પ્રત્યે ભક્તિભાવ રાખવો. અને આપણી વર્ત્તણુક આપણે એવી રાખવી કે જેથી આપણા માબાપના કુટુંબને જશ મળે. બીજું, પત્ની તરીકેની ફરજો, તેમાં પતિની આજ્ઞાઓ માનવી. આપણાથી બને તેટલી પતિને ઘર સંસારમાં મદદ કરવી તથા પતિની આજ્ઞાને અનુસરીને સદ્‌ગુણથી ચાલવું એ બાબતનો સમાવેશ થાય છે. ત્રીજું-માતા તરીકેની ફરજો બજાવવામાં આપણા બાળબચ્ચાંને ન્હાનપણથીજ શારીરિક ધાર્મિક અને નૈતિક ઇત્યાદિ કેળવણી આપવી, તેમને ધર્મિષ્ટ આચાર વિચારમાં

ઉછેરવાં, અને તેમને એવે માર્ગે દોરવાં કે જેથી તેઓ ભવિષ્યમાં સુખી થાય, એ બધી બાબતોનો સમાવેશ થાય છે.

આની સાથે જે અમુલ્ય સદ્ગુણો સ્ત્રીને ભુષણરૂપે છે, તેવા સદ્ગુણો આપણે ખીલવવા જોઇએ. તેમાં મુખ્યત્વે કરીને શીયળ, નમ્રતા, અને આજ્ઞાંકિતપણું એ ગુણો આપણે ખીલવવા જોઇએ. શિયળ વિષે આપણા શાસ્ત્રમાં ઘણું લખેલું છે, અને તે વિષે જેટલું બોલીએ તેટલું થોડું છે. સ્ત્રીના સઘળા ગુણોમાં શિયળ સર્વોપરી છે; તે ગુણ ખીલવવાને આપણે ખાસ ધ્યાન આપવું.

નમ્રતા અને આજ્ઞાંકિતપણું એ બે ગુણો ઘણા ઉત્તમ છે. જે સ્ત્રીમાં નમ્રતા તથા આજ્ઞાંકિતપણાના ગુણો છે તે આ દુનિયામાં સુખી થાય છે, અને તે સર્વે લોકમાં માન્યરૂપ થાય છે.

( અમદાવાદ જૈન મહિલા પરિષદ્ તા. ૧૯-૨-૧૯૦૭ )

---

## સૌ સુભદ્રા શેઠ પ્રતાપસિંહ મહોલાલભાઈના પત્નીનું ભાષણ.

ગરણીજી સાહેબો તથા સુજ્ઞ અને સુશીલ બહેનો !

આજે હું આપની સન્મુખ કેળવણી વિષે બે બોલ કહેવાની રજા લઉછું.

કેળવણી એ મનુષ્ય જાતિને પોતાની જીંદગી સુખેથી નિભાવી શકવાનું એક સાધન છે. આપણા મનની તેમજ શરીરની શક્તિઓને ખીલવી સારે રસ્તે દોરવી તેનું તેનું નામ કેળવણી છે.

બાળકને પ્રથમ કેળવણી માબાપ તરફથી મળે છે. નિશાળે તો જ્યારે છ સાત વરસનું થાય ત્યારે જાય છે. તે પહેલાં તો માબાપની વર્તણુકનું અનુકરણ કરતાં શીખે છે. નાનપણમાં તેમના કુમળાં મનપર જે અસર થાય છે, તે હમેશાં ટકી રહે છે. હવે જો માબાપ સારાં કેળવાએલાં હોય તો છોકરાં પણ તેમના જેવાંજ થાય છે. તેમાં પણ માતાનો સહવાસ બાળકને વધારે હોવાથી તેના ગુણોની અસર વધારે થાય છે.

જે ઘરમાં સ્ત્રી પોતાના છોકરાની વહુને અથવા પોતાના પતિને પજવતી હશે તેની દીકરી પણ મોટી ઉમ્મરે તેવુંજ કરતાં શીખશે. પરંતુ જો માતાઓએ નાનપણમાં સારી કેળવણી લીધેલી હોય તો તે કદી પણ તેવું કરે નહી, અને તેમની સંતતિ પણ તેવીજ થાય, તેટલા સારૂ છોડીઓને ભણાવવાની ખાસ જરૂર છે.

નિશાળમાં નાનપણથીજ નીતિની વાતો તેમના વાંચવામાં આવે તેની છાપ તેમના મનપર સારી રીતે ઠસે છે, અને તેથી તે પ્રમાણે કરતાં શીખે છે.

આ ઠેકાણે કોઇ એમ કહેશે કે શું ભણેલી સ્ત્રીઓ બધી સદ્‌ગુણીજ હોય છે, અને અભણ બધી દુર્ગુણી હોય છે? ના, તેમ નથી. ભણેલી સ્ત્રીને જો નઠારી સોબત થાય તો તે દુર્ગુણી થાય છે, તો તેમાં કેળવણીનો દોષ નથી.

હાલમાં દરેક શાળાઓમાં શીવણ, ભરત ગુંથણ વગેરે વ્યવહારિક અને ધાર્મિક શિક્ષણ આપવામાં આવે છે, તેથી જો પોતાના પતિની સાધારણ સ્થિતિ હોય તો નિશાળમાં ભણેલી સ્ત્રી પોતાના શીખેલા ભરત શીવણ વગેરે હુન્નરથી પોતાના પતિને મદદકર્ત્તા થઇ

પડે છે, વળી તે પોતાની સ્થિતિ ઉપરાંત ઘરેણાં વગેરેનો ખરચ કરાવવાની હઠ લેતી નથી અને તેથી પોતાની જીંદગી સુખેથી ગાળેછે.

ભણેલી સ્ત્રીઓ પોતાના માબાપોની સાથે તેમજ સાસરીઆં અને બીજાં સગાં વહાલાં સાથે સારી રીતે વર્તી સંતોષ પમાડે છે. અને તેથી પોતે સૌને પ્રિય થઇ પડે છે ને પોતાનાં બાળકોને સારી રીતે કેળવે છે.

વળી શાળાઓમાં ધાર્મિક શિક્ષણ આપવામાં આવે છે. તેથી તે પોતાનો નવરાશનો વખત નિંદામાં કે નકામો ન ગાળતાં ધર્મનાં પુસ્તકો વાંચવામાં કે સામાયક આદિ ધર્મ કરણી કરવામાં ગાળે છે, તેથી તે પોતાના આત્માનો પણ સુધારો કરી શકે છે. અને તે વિષે તો એટલું પણ કહી શકાય કે છેવટે તેથી તે મોક્ષ પણ પ્રાપ્ત કરી શકે.

માટે દરેક સ્ત્રીએ પોતાની બાળાઓને વ્યવહારિક તેમજ ધાર્મિક કેળવણી આપવાને માટે નિશાળમાં મોકલવી જોઇએ.

( અમદાવાદ જૈન મહિલા પરિષદ ૧૯-૨-૧૯૦૭ )



# વિદુષી એનીબીસેન્ટનો અભિપ્રાય.

સ્ત્રી કેળવણીની પ્રજાકીય હીલચાલ એવી હોવી જોઇએ કે જે પ્રજાકીય જરૂરીઆતો પુરી પાડી શકે, અને હિંદુસ્તાનને વૈદક, વકીલાત અને એવા બીજા ધંધાઓ માટે કેળવાયેલી બાનુ ગ્રેજ્યુએટો કરતાં ઉત્તમ રીતે કેળવાયેલી પત્નીઓ અને માતાઓ, ડાહી અને કોમળ ગૃહ રાણીઓ, બાળકોની સુશિક્ષિત શિક્ષિકાઓ, પતિની મદદગાર મંત્રિણી અને માંદાની હુશિયારીથી માવજત કરનાર દાઇઓ જોઇએ છે. આટલી તો આપણે સર્વેએ ખાતરી રાખવી કે જ્યાં સુધી સ્ત્રીજીવન વધારે મોટું વિશાળ તથા વધારે સ્વતંત્ર નહિ થાય ત્યાં સુધી હિંદની મોટાઇ કદી પાછી આવવાની ઉમેદ નહિ, કારણ કે હિંદની સ્ત્રીઓના હાથમાંજ હિંદનો પુનરુદ્ધાર રહેલો છે. પત્ની પતિને પ્રોત્સાહન આપે છે અથવા પાછો હઠાવે છે; માતાજ પુત્રરત્નને બનાવે છે અથવા તેનું સત્યાનાશ વાળી નાખે છે. માણસને ઉચ્ચ કરવાની અથવા અધમ કરવાની સ્ત્રીની શક્તિ ખરેખર અતિશય છે, અને હિંદની ચડતી માટે પુરૂષ અને સ્ત્રી એ બન્ને એ સાથે જ કામ કરવાનું છે. નહિતર કદાપિ તેણે ઉદયની આશા રાખવી નહિ.

## સ્વર્ગસ્થ સાક્ષર રા. રણજીતરામ વાવાભાઈ મ્હેતાનો અભિપ્રાય.

નાતો દેશનું અંગ છે અને દેશની ઉન્નતિ માટે તેમની ઉન્નતિ છે. આપણા રાષ્ટ્ર જીવનનો સૌથી મહત્ત્વનો પ્રશ્ન આપણી સ્ત્રીઓની કેળવણીનો છે. ગુજરાત એની પાછળ જેટલું ધન ખરચી શકે તેટલું થોડું છે, જેટલો પરિશ્રમ લઈ શકે તેટલો થોડો છે. નાતો હજુ એ દિશામાં બીલકુલ ગતિ નથી કરતી, એમ કહેવામાં અતિશયોક્તિ નથી. પોતાની સંતતિના આચાર વિચાર ઘડવાની, રાષ્ટ્ર જીવનની ખીલવણી કરવાની, એમાં આવતા દોષનું નિવારણ કરવાની અથવા એની ઉન્નત ભાવનાઓની પ્રેરણા કરવાની શક્તિ સ્ત્રીઓ કેળવણીજ મેળવી શકશે. ગુજરાતી સ્ત્રીઓ સુશિક્ષિત થશે તો ગુજરાતની એકતા અને ગૌરવ જોતજોતામાં વધશે.

## રા. રા. ચંદ્રશંકર નર્મદાશંકર પંડ્યા. બી. એ. એલ. એલ. બી. નો અભિપ્રાય.

'કેટલાએક એમ કહે છે કે કન્યાઓને કેળવણી આપવી જોઈએ એ બાબતમાં હવે મતભેદ નથી. માત્ર કેવી કેળવણી આપવી જોઈએ એ બાબતમાં જ મતભેદ છે'. આ કહેવું મને ખરૂં લાગતું નથી. મેં કેળવાયેલા ગૃહસ્થો જોયા છે કે જેઓ ખુલ્લી રીતે સ્ત્રી કેળવણીની વિરુદ્ધ તો ન બોલી શકે પણ તેમને સીધે સીધું પૂછ્યું હોય તો તેમના ગલ્લાં તલ્લાં ઉપરથી તરત જણાય કે તેમને સ્ત્રીકેળવણીમાં જોઈએ તેટલી શ્રદ્ધા નથી. જ્યારે કેળવાયલાઓની આવી શોકજનક સ્થિતિ છે, તો બીનકેળવાયલાઓની અને સ્ત્રીઓની કર્યાદ શી ?